# ભાવનગર

## લુવાણાજ્ઞાતી સુધેચ્છક મંડળીની બાહેર સભાનો હેવાલ.

તથા

લુવાણા ગ્રહસ્થોને માટે

ઠકર મોહનલાલ બાલજીની મદદથી

છપાવી પ્રસિદ્ધ કરનાર

લુવાણાજ્ઞાતી સુધેચ્છક મંડળી

ભાવનગર.

દોહરો.

સુધરી પોતે પ્રથમ તો, કુટુંબ સુધારો એહ;
ન્યાત સુધારો તે પછી, પછી સુધારો દેશ.

નડીઆદ.

સત્યસાગર પ્રેસ.

સંવત ૧૯૪૯—સન ૧૮૯૩

# ભાવનગર.

## लुवाणाज्ञाती सुभेच्छक मंडळीनी जाहेर सभानो हेवाल.



૯૮૪૩

દરેક

લુવાણા ગ્રહસ્થોને માટે

ઠકર મોચંદજી લાલજીનાં મદદથી

**છપાવી પ્રસિદ્ધ કરનાર**

લુવાણાજ્ઞાતી સુભેચ્છક મંડળી

भावनगर.

દોહરો.

સુધરી પોતે પ્રથમ તો. કુટુંબ સુધારો બેશ;
ન્યાત સુધારો ત પછી, પછી સુધારો દેશ.




નડીઆદ.

સત્યસાગર પ્રેસ.

સંવત ૧૯૩૯—સન ૧૮૮૩

# अर्पण पत्रीका.

શેઠજી સાહેબ—

ઠક્કર ઓધવજી લાલજી ભાવનગર.

આપ જ્ઞાતી સુધારાના કામમાં આગળ પગલું ભરનારાછો, આ મંડળીના શુભ હેતુ પાર પાડવામાં નાંણાં વગેરે-ની જોઈતી જરૂરીયાત વસ્તુઓ તમે પુરી પાડો છો, અને આ શુભ હેતુ સર્વ જ્ઞાતી સુભેચ્છક ગ્રહસ્થોને યોગ્ય રીતે સમજાવવા, અને તેથી થતા ફાયદા દરસાવવા તન, મન, અને ધનથી પ્રયત્ન કરો છે તેથી આ નાની પણ ઉપયોગી ભેટ આપનેજ ઘટે છે.

લી૦ આપના સેવકો.

સુવાણા જ્ઞાતી સુભેચ્છક મંડળીના મેમ્બરો:

—०—

# प्रभु प्रार्थना.

( પુર્ણ થયો છે ખેલ, સજનો પુર્ણ થયો છે ખેલ. )

"એ રાગ"

પ્રભુજી કરો જયકાર, પ્રેમે તમે પ્રભુજી કરો જયકાર.(ટેક)
આજ અમારા આ શુભ કામે, આપી આનંદ અપાર.
પ્રેમે—૧
સર્વ સજ્જનના શુભ પ્રયત્ને, વાવેલા સુખદ વિચાર.
પ્રેમે—૨
લુવાણા જ્ઞાતીના આ શુભ લક્ષે, થાય સુકૃત્ય અપાર.
પ્રેમે—૩
આપ કૃપાથી આતં સુખ થાશે, ખોડ ન આવે લગાર.
પ્રેમે—૪
દયા સિંધુ દિન બંધુ કૃપાળુ, વ્હાલ કરો વિશ્વાધાર.
પ્રેમે—૫
અધિક ઉલાસી વિદ્યા વિલાસી, ઉર આનંદ અપાર.
પ્રેમે—૬
સભાસદોનાં ચિત્ત સંતોષી, જામે જય જયકાર.
પ્રેમે—૭
પ્રેમે પરસ્પર સ્નેહ વધારે, કો નવ રાખે ખાર.
પ્રેમે—૮
બાળ સભા હજુ પારણે પોઢે, થશે તું કૃપાથી ટટાર.
પ્રેમે—૯
કર જોડી દિન વાણીથી માગું, સુખ કરો સર્વાધાર.
પ્રેમે—૧૦

# ભાવનગર લુવાણાજ્ઞાતી સુભેચ્છક મંડળીની

# જાહેર સભાનો હેવાલ.



આ સભાએ પ્રથમ સંવત ૧૯૩૮ ના માહા વદી ૫ ના રોજ જન્મ લઈ પોતાનું નામ ધારણ કરયું તે વખત તેમાં નીચે લખેલા મેમ્બરો નીમાયા હતા.

ઠકર મોતીલાલ મુળજી પ્રમુખ-ઠકર વ્રજલાલ ઓધવજી-ઠકર ત્રીભોવન ખુશાલ પોપટ-ઠકર પ્રભુ મુળજી-ઠકર પ્રાણજીવન ઓધવજી-ઠકર જીવણ જુઠા-ઠકર જગજીવન રતનજી-ઠકર લલુ બીગોરન-ઠકર પરમાનંદ વીઠલદાસ-ઠકર ભગવાનજી રઘુભાઈ એટલા લુવાણાની જ્ઞાતીના અને દોસી પુરૂશોતમદાસ તથા ભાટીઆ છોટાલાલ આણંદજી એ બે સભ્યસો અન્ય જ્ઞાતના મળી બાર મેમ્બરો નીમાઈ સભાને લગતા કેટલાએક નીયમો બાંધી, તેઓ દર રવીવારે પોતાના અનુક્રમ પ્રમાણે જુદા જુદા વીશય ઉપર ભાશણો લખી લાવી સભા સમક્ષ વાંચતા હતા અને દરેક વખત ભાશણ ઉપર તકરાર ચાલી તેનુ સમાધાન પ્રમુખ સાહેબ તરફથી થતું હતું. આવી રીતે સભાનું કામ આગળ ચાલવા માંડયું, અને કેટલાક જ્ઞાતીલાઓએ તેમાં મેમ્બર તરીકે રહેવા ખુશી બતાવી તેઓને દાખલ કરયા. પ્રથમ આ સભા

સ્થપાતાં તેમાં કેટલાંએક પુસ્તકોને માટે નાણાંની મદદ તથા સભાને દર રવીવારે એકઠી થઇ બેસવાનું મકાન જ્ઞાતના સુભેચ્છક ગ્રહસ્થ ઠકર ઓધવજી લાલજી તરફથી મળ્યાં હતાં, અને હજુ પણ સભાને જોઈતી મદદ એ ગ્રહુસ્થ તરફથી મળે છે. આ હેવાલ છપાવવાનું છપામણી ખર્ચ પણ એ ગ્રહસ્થ તરફથીજ મળેલું છે તેથી સભા તેનો બેહુદ ઉપકાર માને છે.

આ સભા સ્થપાયાં એક વરસ પુરૂં થયાથી તેની જાહેર સભા કરી, વારશીક હેવાલ અને તેની સાથે સંપ વીશેનું એક ટુંક ભાશણ આ જ્ઞાતના મોટા ગ્રહસ્થોને આમંત્રણ કરી તેઓના સમક્ષ વાંચવા ઠરાવ કરયો. અને જ્ઞાતના મોટા ગ્રહસ્થ ઓધવજી લાલજી-રઘુભાઇ ડાયા-ત્રીકમજી વીરજી-લખમણભાઈ ડાયા-વીઠલદાસ લાલજી-કુબેરભાઈ મેરાજ વીગેરે આશરે સોએક માણસો ઉપર આમંત્રણ પત્ર મોકલી તેઓને ઠકર રઘુભાઈ ડાયાના મકાનમાં રાત્રીના નવ કલાકે એકઠા થવા વીનતી કરી તે મુજબ તે વખત આ જ્ઞાતના તથા પરજ્ઞાતના મળી આશરે દોઢસો માણસો એકઠાં થયાં હતાં તે વેળા પ્રથમ ઈશ્વર સ્તુતી અને પછી નીચે મુજબનો હેવાલ તથા ભાશણ પધારેલા સભાસદોના સમક્ષ વાંચયો હતો.

**બંધુઓ.** આજે આપણ સર્વે સાથે મળી આપણા પરમ કૃપાળુ ઈશ્વરના શુદ્ધ અંતઃકરણથી ઉપકાર માનો કે ઓ દીન દયાળુ વીશ્વનાથ, ઓ દીનબંધુ ભગત વત્સલ, ઓ જગ મંગળ બાહ્યા પીતા, તારી કૃપાવડે અમો આજે આવા આનંદ સમયનો લાભ લઈએ છઈએ. ઓ પરબ્રહ્મ અંતરજાગી, ઓ માયાળુ જગદાતા, તું અમોને દુઃખ સુખમાં મદદ આપનાર, અમારો શીર છત્ર છો. તું નીરંતર સત્યનો બેલી અને અસત્યનો રીપુ છો. વાસ્તે ઓ અદભુત કૃત્યના કરનાર પ્રભુ અમો શુધ અંતઃકરણથી તારી પ્રાથના કરીએ છઈએ કે અમોને અમારા હમેશના યત્નોમાં મદદ આપ, અમે તારી કૃપાવડે આ શુભ કાર્યનો આરંભ કરી તેમાં ફતેહ પામવા તારી નીરંતર યાચના કરીએ છઈએ, હે જગત કરતા કૃપાળુ પીતા આ સમે અમે અમારા હૃદયમાં તારૂં મંગળ ધ્યાન ધરી આ શુભ કામ કરવાનો આરંભ કર્યો છે તે તારી મદદ વીના કશી રીતે પાર પડી શકનાર નથી ને અમારા કાર્યમાં નીરંતર મદદ કરી અમારા તમામ કાર્યને નીરબાધને પાર ઉતાર અને અમારા અમારા જ્ઞાતી જનોના અને તેનું શુભ ઇચ્છનારની મુરાદ પ્રભુ તમો હાંસલ કરો.

ઈશ્વરકૃપાથી આજરોજ આ મંડળીનું એક વર્ષ નીરવીધને પુરૂ થયું છે અને બીજા વર્ષનો આરંભ થ-

ગો હે. બંધુઓ આ મંડળીનું બંધારણ માત્ર પહેલ વહેલા કેટલાંએક તરૂણ અવસ્થાના જુવાનીઆઓથી માત્ર પોત પોતામાં છુટથી બોલવા ચાલવાના શોકની વધારવી વાસ્તેજ કર્યું હતું અને તે બંધારણ થતી વખતે માત્ર ચાર પાંચજ શખસોએ આમન સામન પોત પોતામાં ભાષણ કરી પોતાનુ કામ આગાડી ચલાવવાનો વીચાર કર્યો હતો પણ ઇશ્વરકૃપાથી આએ મંડળીનું બંધારણ વધારે સારા પાયા ઉપર આવવાથી અને મેમ્બરો વધવાથી નવી નવી ઉતકંઠા ઉતપંન થવા લાગી આ ઉતકંઠાનો જન્મ થતાં મંડળીએ નાતની બાબતમાં ગર્વે બાબુએ સુલેહનો ભંગ થતો જોઈ બેહદ દીલગીરી હર વખતે જણાવવી શરૂ કીધી પણ શું કરે એ દીલગીરી જણાવવાથી આ મંડળીના જુવાનીઆથી કશું બની શકે તેમ હતું નહીં કારણ કે મંડળી તો માત્ર તરૂણ અવસ્થાની અને જ્ઞાતને તો તરૂણ અવસ્થાના જુવાનીઆ જોઈએ તેવી શુબોધથી જ્ઞાતનો પાયો સુધારવા કોશીસ કરે તોપણ તરૂણ અવસ્થાને લીધે ઉંચુ માથું કરી કંઈ પણ સુબોધ આપી શકે તેમ હતું નહીં. કારણ કે તરૂણ અવસ્થાને લીધે ગમે તેવા સારા વિચાર હોય તો પણ વડીલો પાસે કશું બની શકે તેમ હતું નહીં તેથી આ મંડળી પોતાનું કામ હજુ સુધી પોત પોતામાં વીચીર બાબતો ઉપર ભાષણો આપી આગળ

ચલાવ્યા કરે છે આ મંડળીમાં આખા વરષમાં આશરે ૪૫ પીસતાળીસ ભાષણો થયેલાં છે. તેમાં મુખ્ય પહેલાં મંડળી સ્થાપન થતાં કાર્યનો આરંભ અને દ્રઢતા વીશે ભાષણ કરવામાં આવ્યું હતું કે જેને અનુસરી મંડળીનું બંધારણ બંધાએલું હતું ત્યાર બાદ સદગુણ, સત્યતા, અદેખાઈ, સંપ, સ્ત્રી કેળવણી, ઉદ્યોગ અને નશીબ, કેફ, વિવેક, ભરતખંડની પડતી દશા, લક્ષ્મી અને વીધાનો સંવાદ, ઈત્યાદી ઈત્યાદી બીજા કેટલાએક ભાષણો થયા હુતા.

દર વખતે ભાષણ કર્યાબાદ આ મંડળીના ધારાની કલમ મુજબ મંડળીના સર્વ સભાસદો જ્ઞાતીના શુભેચ્છક અર્થે એક ટુંક હેવાલ લખી લાવતા હુતા ને હેવાલ પણ ઉપરના દરેક ભાષણમાં સમાવેલો હુતો એ હેવાલ કોઇ પણ રીતે જ્ઞાતીનું બંધારણ સુધારવામાં કદી પણ ઉપયોગી નાહી થઇ પડવાથી આ મંડળી હર વખત પોતાની દીલગીરી નીરાશા થઈ બતાવતી હતી. આ મંડળીએ આજ ચાર માહીનાની મુદત ઉપર જ્યારે મંડળીના અમુક ગ્રહસ્થથી સત્ય વીશેનું ભાષણ આપવામાં આવ્યું હતું ત્યારે એક મોટું માહાભારત કામ માથે લીધું હતું એ માહા ભારતકામ એ હતું કે મંડળીના દરેક સભાસદે પોતાની દુનીયાદારીમાં હમેશાના બોલવામાં સત્યતા વાપરવી એવી દરેક સભાસદોએ

પ્રતીજ્ઞાના લીધી હતી કારણ કે આ કળીકાળના ચાલ-તા વર્તમાનમાં મનુષ્ય જાતીમાં વીના કારણે જુઠુ બોલ-વાની આદત એટલી તો વધી ગઇ છે કે દરેક મનુષ્ય ડગલે ડગલે અને હર વખતે જુઠુ બોલી ઈશ્વરના ગુન્હેગાર થાય છે, એટલાજ ગુન્હામાંથી બચવાનો આ સભાએ પોતાના સભાસદો ઉપર અમલ કર્યોછે એ અમલ પ્રમાણે ચાલવા આ મંડળીના સર્વે સભાસદો કેટલેક દરજે ફતેહ પામ્યા છે અને હર વખતે આ ટેક દ્રઢપણાથી હવે પછી પાળવાની અને અમારા જ્ઞાતીબંધુઓમાં એવીજ તરેહની ઉત્કંઠા ઉત્પન્ન કરવાની સુબુદ્ધિ આપવાને પરમકૃપાળુ ઇશ્વર પાસે વિનતી કરે છે.

સર્વે જ્ઞાતિબંધુઓના જાણવામાંજ હશે કે આવા આવા સુરસ્તાપર જ્ઞાતિજનોને ચલાવવાથી સભાને કશો સ્વાર્થ રહેલો નથી માત્ર દેશહિત તરફ લક્ષ રાખી સર્વાનુમતે જે ધારો પસાર થાય ને સર્વે સૂજ્ઞ ચકુરથોની સન્મુખ પ્રકાશિત કરવો કે તેનો જ્ઞાતિજનો. સ્વદેશી જનો અને અન્યજનો પણ યોગ્ય લાભ લઇ શકે મંડળીના શુભ પ્રયત્નથી સર્વેને સુખદ ફળ ચખાડવાં એવો આ મંડળીનો દ્રઢ નિશ્ચય છે ફોકટની ફીશીઆરી કરી, વૃથાવાતોમાં વખત ગુમાવી, ડાળ બાલુનો દેખાવ કરી દેશને બોજારૂપ થઇ પડવું તેના કરતાં થોડું પણ ઉપયોગી-દેશહિતનું કાર્ય કરવું કે તેથી આ મનુષ્યા-

વતાર મળ્યો તે સુફળ કરી શકાય શેકટની તારીફ મારી ઉપર ઉતરી દેશહિતનું કે પોતાના હિતનું કશું કાર્ય થઈ શકતું નથી એવા મદમાતા મુર્ખજનો દેશને બહુજ બોજારૂપ થઈ પડે છે તેવાઓને સખત ફટકો લગાવવો એવો આ મંડળીનો ઉદ્દેશ છે.

આ મંડળીનો મુખ્ય હેતુ એ છે જે આપણી જ્ઞાતીમાં કેટલાએક કુરીવાજ અને કુચાલ છે તેથી કરી આપણી જ્ઞાતમાં સુખનાં સાધન પુરાં પ્રકાશીત જણાતાં નથી તે સાધનોને પ્રકાશીત કરવા અને કુચાલોને દુર કરવા આ મંડળીએ ઠરાવ કીધો છે માટે સર્વ જ્ઞાતીભાઈ લક્ષ દઈ તન મન અને ધન અર્પણ કરી જ્ઞાતી સુખેચ્છક પણામાં ખંતી થઈ અમારી મંડળીના સુવિચાર અમલમાં લાવો એવી અમારી અંતઃકરણ પુર્વક વિનતીછે.

દોહરો.

સુણજો સૌ જ્ઞાતીજનો, અરજ અમારી એક;
સૂધારો થાવા તમો, કરો પ્રયત્ન અનેક. ૧

મનહર છંદ.

સૌ અમારા જ્ઞાતીજનો અરજ અમારી આજ,
સુણી ચીત સુધારાના બીજ ખુબ વાવજો,
આજ કાલ બીજી જ્ઞાતી કરતાં આપણી જ્ઞાત,
સુધરેલી દેખાય છે, તેહને શા ભાવજો,

આચાર વિચાર ધર્મ કર્મ પાળવામાં
બીજી જ્ઞાતી કરતાં સુશ્રેષ્ટતા ધરાવજો,
આ "ભુરાણા જ્ઞાતી સુભેચ્છક"ને વધારવાને,
ગ્રહસ્થો જ્ઞાતીલા ભાઇ "મંડળી" નાભાવજો ૧



અમે ઇછીએ છીએ કે બધા દેશાવરોના જ્ઞા ગ્રહસ્થ મિત્રો પોતાના તફામાં નેક અને સારા ધારાઓમાં થી શ્રેષ્ટતા સંપાદન કરવા ચુકશે નહી, મનુષ્યોએ પોતાની અથવા પોતાના કુટુંબ સગા સંબંધી, મીત્ર, શાહેર, દેશાવર, વીગેરે અનુક્રમ સ્થળે શ્રેષ્ટતા કરવા સાભીમાન રાખવું જોઇએ, હાલમાં આપણી જ્ઞાતોના જુવાનીઆઓએ જ્ઞાત પરીવાર દેશ વીગેરેની શ્રેષ્ટતા સંપાદન કરવા અભીમાન નહી રાખતાં સુંદર આભુશણ પહેરી સેંકડો રૂપીયા કુમાર્ગે ઉડાવી પોતાના દેહનું અભીમાન રાખેછે. એ ખેદકારક બનાવ આપણી જ્ઞાતીને સુધારો કરનાર નથી પરંતુ પુરેપુરી હાની કરતા છેમાટે અમો કહીએ છીએ કે તેવા પુરૂશોએ ઉપર કહ્યા પ્રમાણે જ્ઞાતી શ્રેષ્ટતા સંપાદન કરવા સાભીમાન લક્ષ આપવું જોઇએ જુઓ કે આપણી જ્ઞાતીમાં જુજ મુદત ઉપર દીકરીઓના માબાપો મો માગ્યા પૈસા લેવા ચુકતા નહી અને કેટલાક ભાગોમાં હાલ પણ પૈસાના લાલચુઓ કન્યાને નાણાનો સમુદ્ર સમજી અને પાળી પોશીએ હાથ પોહોળા કરી

કન્યા વિક્રય કરવા ચુકતા નથી, પણ હાલ ભાવનગરમાં એ ખરાબ ચાલ જ્ઞાતના મુબેચ્છક ગ્રહસ્થોએ બાંધેલા ધારા મુજબ નાશ પામ્યો છે પરંતુ માત્ર ભાવનગરમાંજ સુરીવાજનો ફેલાવો થયાથી મોટા દેશાવરોમાં આપણી જ્ઞાત શ્રેષ્ટતા સંપાદન કરી શકે એ બનવું કઠણ છે. વર્તમાન કાળમાં આપણી જ્ઞાતીનો ઘણો ભાગ બીજી જ્ઞાતીઓ કરતાં સુધારાના પાયાપર ચઢીઆતો છે અસલના જમાનામાં આપણી જ્ઞાતીની સ્થીતી કેવા પાયાપર હતી તે અને હાલની સ્થીતી સરખાવી જોતાં તેમાં અને હાલમાં ઘણોજ ફેરફાર પડેલો નજરે આવે છે અસલના જમાનામાં બ્રહ્મ ક્ષેત્રિ અને વૈશ્યોની જ્ઞાતીના કેટલાએક રીવાજો સ્તુતીપાત્ર હતા પરંતુ હાલ તે એટલા તો ઉતરી ગયા છે કે તેનું વર્ણન આહીં કરવા બેશીએ તો ઘણો વખત વહી જાય. હીંદુધર્મ સ્થાપન કરનારા મહંત રૂશીઓના ફરમાન મુજબ ધર્મની રૂઢી પ્રમાણે ધર્મ પાળવો જવલેજ બની આવે છે. હાલમાં અને અસલ વારામાં બ્રાહ્મણ કરતાં આપણી જ્ઞાતી હલકી ઠરે છે. પરંતુ આચાર વિચાર અને ઇશ્વર ભકતી વીગરે કેટલાએક સુરીવાજો ઉપર પ્રીતી રાખનાર ગ્રહસ્થો એ જ્ઞાતીના રીવાજથી સારો અને વખાણવા લાયક આપણી જ્ઞાતીનો રીવાજ ગણ્યો છે પણ જેવો જોઇએ તેવો હજુ નિર્મળ અને નિર્દોષ રીવાજ કેટલાએક ભાગોમાં પ્રસરી શક્યો

નથી. અને તે પ્રસરવા આ મંડળીનો મુખ્ય હેતુ છે ભલાં ભવીષ્યનાં ચીન્હો અહુરનીશ આપણી ચર્મચક્ષુ વડે અને બીજા કેટલાએક અનુભવ વડે આપણી નજરે પડે છે.

હમણાં થોડી મુદત ઉપર સુવર્ણમય સુર્યનો કેટલાએક ગ્રહસ્થોએ આપણી જ્ઞાતીમાં ઉદય કીધો છે અને તે હજી તો જ્ઞાતીરૂપી પ્રથ્વીનીસપાટીની આરપાર ક્ષીતીજના દોરા ઉપર અર્ધબીંબાકાર પ્રદીપ્તમાન થયો છે, હજુ તો પોતાનો અર્ધો દેખાવ મેદાન અને દરીયા કીનારા સીવાય બીજે પાડયો નથી, હજુતો હુવાણુ જ્ઞાતીસુભેચ્છક મંડળીનું પુરૂં પ્રભાત છે, હજુ તો અંધારામાં પડેલો ભાગ જાગી શકયો નથી, હજુ તો મંડળી તરફથી ભાગ્યાં ઓખરાં એક પણ શબ્દ કોઈ જ્ઞાતીલાના કાનને અથડાયો નથી, હજુ તો નઠારા રીવાજે રૂપી પોદર તથા ઉલુક નાશી જઈ સંતાતા નજરે આવે છે, હજુતો પ્રથ્વીની સપાટી ઉપર આ મંડળીરૂપી સુર્યનો પુરો પ્રકાશ તમામ જગ્યાએ પડી શકયો નથી, તથા હજુતો આ મંડળીએ પોતેજન્મ લઈ માત્ર નામજ ધારણ કર્યું છે. પરંતુ હજુ તો માત્ર મંડળીના મુખ્ય સુજનોના મનમાં પ્રકાશ પડતો હોય એવો ભાસ થાય છે, એવા સમય વિશે ખંતી જ્ઞાતી સુભેચ્છક ગ્રહસ્થ આગળ પડી સારા સમયનો લાભ લેવા ચુકશે ન-

હી. સમય સાનુકુળ છે નીમાયલી મંડળી ચીરંજીવી ર- હેવા ગમે તેટલાં સંકષ્ટ વેઠી હોંસ સહીત મથ્યા કરશે પરંતુ ખંતી ગ્રહસ્થ પુરતી કાળજી રાખી મદદ કરવા સાનુકુળ હોવા જોઈએ. અને આશાછે કે તેવા ગ્રહસ્થો તુરતજ મુદતમાં બાહાર પડી પોતાની હોંસ બતાવવા પ- છાત પડશે નહીં.

રણસંગ્રામમાં યુદ્ધમાં ઉતરવું તેમાં શુરવીરોને આ- મંત્રણ કરવાં પડતાં નથી. તે તો સ્વાભાવિક રીતેજ રણસ્થંભ તરફ હુલકારાથી ચાલ્યો નિકળે છે. હાથમાં હથિઆર પકડી, બદનપર બખતર પેહેરી, સર્વ સજજ થઈ શુરવીર પુરૂષો વગર કહે રણસિંગાનો સ્વર સુણી રણમાં થતો કોળાહુળ સાંભળી એકદમ ઝીપલાવી પડે છે નથી તેઓને આજીજી સાથે લખેલી આમંત્રણ ચીઠી મોકલવી પડતી. નથી તેને ભાઈ બાપુ કહી સામૈયા સાથે લાવવો પડતો કે નથી તેને કોઈ પણ રીતે જોર જુલમથી લાવવો પડતો શુરવીર પુરૂષ વગર બોલાવ્યે રણક્ષેત્રમાં આ વી હાજર થાય છે તેજ પ્રમાણે દેશ હિતેચ્છુ જ્ઞાતી હિતેચ્છુ કુટુંબહિતેચ્છુ પુરૂષ તે હિત કરવામાં કદિ પશ્ચાત પડશે નહિ તે પુરૂષ અમારી આમંત્રણ ચીઠીની રાહ જોશે નહિં અને પોતાનો ખરા અંતઃકરણનો પ્યાર બતાવવા ખરી બહાદુરીથી આ સુધારાના કામમાં કમર કસી ઉ- તરી પડશે. કહ્યું છે કે.

હરિગીત છંદ.

શુરવીર નર રણધીર ધર કર તીર શત્રુ મારવા,
ફરફાર જયધ્વજ પર કલમ સમશેર દેશ સુધારવા;
તિંગ તડીંગધિન તિંગ તડિંધિન ડંકા અહોનિશ ગાજશે
જુંડો ખાળકેતા ચકખકિત લઇ ભર્તખંડ ખડા થશે.

જ્ઞાતીનું સુધારણ એક ગ્રહસ્થથી બનતું નથી પણ ઝાઝા ગ્રહસ્થોના સમુહથી બને છે. સામટા માણસોના સમુહ થવાથી જુદા જુદાના જુદા જુદા વીચારો પર જુદા જુદા અને સારા શીવાજો જ્ઞાતીમાં પ્રસરી જ્ઞાતીમાં સુધારો થાય છે. કદાચ કોઇએક જ્ઞાતી ગ્રહસ્થના મનમાં જ્ઞાતીના સુધારાના ગમે તેવા વીચારો હશે તો પણ તે એક જણથી બનનાર નથી. અને તે પોતે પોતાના મનના ઉભરા પોતાના મનમાંજ શમાવી બેસશે પણ બીજા કોઇની પાસે જ્ઞાતી સુધારાના ઉભરા બતાવી જને પોતે સામટા માણસો સાથે મળી જશે તો તેના મનના ઉભરા સાથે બીજા માણસોના ઉભરા મળવાથી જુદા જુદા અને મજબુત વીચારોથી જ્ઞાતીના હકમાં ફાયદો કરી શકશે આવી બાબતોમાં બીજું કાંઇ નહીં પણ ફકત સંપની જરૂર છે. તે વીશે કહ્યું છે કે.

श्लोक.

अल्पानामपिवस्तूनांसंहतिकार्यसाधिका

**तृणैर्गुणत्वमापन्नैर्बध्यन्ते मत्तदंतिनः**

भावार्थ दोहरो.

न्हाનાનો સમુદાય પણ સિદ્ધ કરે સૌ કાજ
તૃણ દોરે બંધાય છે ગાંડો હસ્તી રાજ.

નાહાના પણ સામટાનો જથો થવાથી તથા નબળા પણ સામટાનો જથો થવાથી ધારેલું કામ સિદ્ધ કરી શકે છે. સામટા માણસો થવાથી ગમે તે ધારેલું કામ સીદ્ધ કરી શકે. જેમકે ઘાસના સમુહથી ગાંડો હાથી બાંધી શકાય છે. તેમ સામટા માણસો થઇ જો જ્ઞાતી સુધારાના કામમાં પડે તો અલબત તે જ્ઞાતીમાં સારો સુધારો કરી શકશે.

રાગ સવૈયા એકત્રીસા.

જય જય જય જગના રચનારા.
 જય જગદીશ્વર સરજનહાર.
દેવ દયા કરી સંપ વધારો.
 કુસંપનો કરી ઘો સંહાર;
પરમ કૃપાળુ ઓ પરમેશ્વર.
 દુઃખ સૌ મારાં દુર કરનાર,
પ્રેમ નજર કરી ઐકય આપજો,
 જે છે સઘળાં સુખનો સાર. ૧
લક્ષ લાભ બળ બુદ્ધિ આપો,
 જરા સ્થાપો જગના રચનાર,

સુખ સંપત્તિ સુખશીવાર જે,
શુભ સદ્ગુણ તણા દેનાર;
દુઃખ સર્વનાં દુર કરી દે,
સુખના ઢગલા શુભ કરનાર,
રે'મ નજર કરી ઐક્ય આપજો.
જે છે સઘળાં સુખનો સાર. ૨

અઘ કરનારા અઘોર પાપી,
જનના વપુને તું દણનાર,
દુઃખ દેનારા દુષ્ટ રોગ સૌ,
દુર કરી સુખિ કર સંસાર;
ટાળી વ્યાધી આધિ ઉપાધી,
મુદિત કરો મુજ મન કિરતાર,
રે'મ નજર કરી ઐક્ય આપજો.
જે છે સઘળાં સુખનો સાર. ૩

ઘટ ઘટ વ્યાપક છે વાંછું મહ,
પ્રણામ કરૂં હું વાર હજાર,
શુભાશુભ સુખ દે તું દાતા,
દુખ સરવેના કર સંહાર;
અહુર નિશા નત નારાજ પામે,
કીર્તી આ પૃથ્વીમોઝાર,
રે'મ નજર કરી ઐક્ય આપજો,
જે છે સઘળાં સુખનો સાર. ૪

કલેશ કોટ સો દુર કરો એ,
અનાથ પ્રાણીના પ્રતીપાળ,
મમ જ્ઞાતીમાં સંપ વધારો,
કુસંપ કાપો અહો દયાળ;
"લવાણા જ્ઞાતી સૂનેરછક
મંડળી" નો એ મુખ્ય વિચાર,
કે "જગજીવન" ઐક્ય આણે,
જે છે સઘળા સુખના સાર. ૫

-☙❧-

## સંપ.

અહો જ્ઞાતી બંધુઓ ઉપરનું વાકય આપણ મનુષ્ય જાતીને કેટલું ક ફાયદા કારક છે તે તરફ આપણું લક્ષ ખેંચવા ઇચ્છાએ છીએ સંપના વિરોધી વધરાએ હાલ ઠામ ઠામ આપણા જ્ઞાતી બાંધવોને અધમ સ્થીતીએ પહોંચાડયા છે. અરે જયારે ઘણા દીવસથી સુસ્ત અને અજ્ઞાનતારૂપી નીંદ્રા દેવીના પંજામાં ગરકાવ થએલા છો. પ્રાચીન અને અરવાચીન સ્થીતી અમુલ્ય ચક્ષુ ઉઘાડીને તપાસો કે અસલ આ દેશમાં વાર તહેવારે સોના રૂપાનાં વાસણો વપરાતાં, ભાત ભાતનાં રંગના કસબી લુગડાં તથા હીરા માણેક જડેલાં સોનાનાં ઘરેણાં પહેરાતાં અને રાજ દરબારે સોનેરી સાજવાળા હાથીઓ ઝુલી રહેતા, એટલુંજ નહીં પણ ઘરચના, હી

મત. સહાયતા, અને સંપ એ પણ અહીંઆજ હતાં. અરે તેઓએ આજ પોતાનું મુખારવીંદ કેમ છુપાવ્યું? અને છુપાવવાનું કારણ શું.? વીચારો? કે તે સો ઉથલ પાથલ થઇ જવાનું મુખ્ય કારણ સંપ છે. સંપનો તીરસ્કાર કરી જયારે તેને પશ્ચિમ તરફ વળાવ્યો ત્યારે તેનો અરી કુસંપનો આપણાપર અમલ થયો. આ રાજયમાં તો આપણે વીચાર નહીં કરતાં મહા ભયંકર કામ કરવા લાગ્યા, પત્નીની પગરખાં વતી પુજા કરવા લાગ્યા ને સરવ નીરાંત નહી કરતાં જ્ઞાત જાતની વાત પણ ત્યાગ.. પોતે હોદ પટેલ થઇ ફરવા લાગ્યા. કોઇની સારી શીખામણ કાને ધરવી નહીં ને પોતે જે ધારયું તે સોળ વાલ તે એક રતી છે. અરે, આજમાનો તે કયો? જમાનો તો એનો એ પણ જ્ઞાતી બંધુઓ કુસંપનાં કુમકે જઇ તેના સૈન્યમાં ભળયા, ત્યારથીજ આમ. ત્યારે "કુસંપ" એ વાકય કેવું? કડવું ઝેર જેવું, તીક્ષણ ધારવાળુ શસ્ત્ર. હર્ષરૂપી વૃક્ષનું છેદન કરનાર, ફુસરૂપી કરવતનું કામ કરનાર જે દુઃખદાયક કાંટાવાળાં ઝેર ભરેલાં ફળને ઉત્પન્ન કરનાર ખરેખર વીષનું વૃક્ષ, આમ છે, ત્યારે તે કાળરૂપી કુસંપનો પરાજય કરવા જ્ઞાતી બંધુઓ કેમ ઉશકેરાતા નથી, સંપ વીના તમને નીરાંત કેમ વળે છે, આપણા પ્રખ્યાત કવી દલપતરામે કહ્યું છે કે "સુખ સઘળાંછે સંપમાં સંપ નહીં

ઉમમાં પણ ગરકાવ થયા છે. હુન્નર કળાને દુરવગાવી પોતે સાધુરામની પેઠે નીરઉદ્યમી મુંગે મોઢે બેઠા છે. લાલાજી બની પાગીઆઓના પ્રપંચને લીધે કરજ કરી જ્ઞાતીવરા કે બીજી ખોટી મોટાઇ કરે છે. અબળાઓને અભ્યાસ કરાવવાને બીલકુલ યાદ કરતા નથી. કાચી કુલટાઓના સંગમાં લુબ્ધ થતા હીણ વીચારમાં હોંશ ધરાવે છે અને આળસ તથા ના હીંમતપણાનો પાર જ નથી. આ અજ્ઞાનતારૂપી તીમરના પડથી અને માઠી દશાથી મુકત થવાને કુચાલને કાઢી નાખવા કોઈ સ્વજ્ઞાની વીદ્વાન કમર બાંધી દ્રઢતા પુર્વક પ્રયાસ કરે તો ને એકલાથી દુર થશે? ના, ના. એકલો શું કરે? "તમ બકુંતે હું ને અમ સુનતે હું" એ કહેવત પ્રમાણે આંખ આડા કાન કરે પણ જો સર્વ, બાવન વીશે સંપ કરી કદાપી એક સામટા ઉશ્કેરાય તો નકી તે કુચાલોને વેગળે વાસ કરાવવા સૌની મરજી થાય.

આ ઉપરથી સીધ થાયછે કે સઘળાએ હળી મળીને ચાલી હરેક કામમાં સૌને સહાય કરવી તેનું નામ સંપ એમાં અકલની, વીદ્વાનની, ચતુરાઈની, યુકતીની, કે બીજી કશી વાતની ખપ પડતી નથી પણ તેથી ઉલટા કુસંપમાં એ બધા ઉપાયોના ઉપયોગ કરવો પડેછે સંપની જરૂર આ દુનીયામાં વસનાર તમામ મનુષ્યને સરખી રીત છે કદાપી કોઈ મોટા મહારાજાધીરાજ હોય ના નણ

શું અને હલકા વર્ગના હોય તો પણ શું સઘળા અલ્પ અને માતબર ધંધાવાળાઓને સંપની અગત્ય છે માહા-ધીરાજ પદ્વી ધારણ કરી પોતાની રૈયતને જુલમ કરે સુરા સામતો સાથે વીરૂધતાથી વરતે અને અમીર ઉ-મરાવ સાથે અણુબનાવ રાખે તો તેના રાજ્યમાં બંડ ફીતુર થવાને વાર ખરી? ના કહીંજ નહીં. પણ જો હળી મળીને ચાલી રૈયતને સુખ દે તો નીશ્ચંત તેનું રાજ આબાદીપર રહે. નમુના તરીકે જોઇશું તો યુરોપીઅનસંપ કરવાથી કેટલા ફાવી ગયા છે તેમણે કેવા અજાયબ તરહના નવા હુન્નરો શોધી કાઢી ફેલાવ્યા છે અને આજે ઠામ ઠામ આપણા દેશમાં ને બીજે સઘળે નીવાસ થએલા છે તેનું મુખ્ય કારણ સંપ અને વીદ્વતા છે.

### શ્લોક.

परस्परस्यमर्माणी, येभाष्यंतेनराधमा

तएवविलयंयान्ति वल्मीकोदरसर्पवत्

### ભાવાર્થ દોહરો.

દ્વેશ કરે બીજા તણો, તે નર અધમ ગણાય;

નાશ થયો જેમ સર્પનો, તેમ પોતાનું થાય.

અન્યો અન્ય મર્મના વાક્ય બોલી દ્વેશ રાખનાર પુરૂશ અધમ પંક્તીમાં ગણાય છે તે આ નીચે લખેલી સર્પની વાતપરથી જણાશે.

એક આદમી રાત્રીને વીશે નીંદ્રાદેવીના પંજા-માં ગરકાવ થએલો હુતો તેના મુખમાં સર્પ પેશી ગયો અને અંદર રહી નાના પ્રકારની વ્યાધી ઉત્પન્નકરી પેલા આદમીના શરીરે ના કાવતવાન કરી નાખ્યો. પુરૂશ જે સારૂ ભોજન જમે કારણે તેનો ગુણ માંહેલા સર્પનો ભોગ પડે તેથી પેલો તો દીન પ્રતીદીન અતીશય કષ્ટીત થયો. હુવે એમ કરતાં બે ચાર માસે એક દીવસે પેલો દુખી-યો જીવ સુઇ ગયેલ છે એવામાં અંદર રહેલો સાપ મુ-ખમાં આવી બીન ધડકપણે સુખ સાગરમાં ગરકાવ થઇ માથે કાળ ઝપાટા મારે છે તે ઘડી બે ઘડીમાં અમુલ્ય આત્માને લઇ લેશે એ વાત ભુલી જઇ પોતાની ફેણ લોડાવવા લાગ્યો એટલામાં અકસ્માત પોતાનો જાતી ભાઇ આવી તેને કહેવા લાગ્યો કે અરે મુર્ખ નીર્દય ઘાતકી ક્રૂર અલ્પ સુખ ભોગવવાને માટે બાપડા અ-નાથ પ્રાણીને શા માટે પીડે છે નીકળ બહાર નહી તો તારે માટે યોગ્ય ઇલાજ સોધવા જોઇશે પેલો સાપ બો-લ્યો કે મારા કરતાં તું તો વીશેશ નીર્દય છે. પોતાના રાફડાની અંદર ચાર હીરા માણેકના કળશ દાટી રહે-લો છે તેમાંથી એક પાઇ સરખી પણ કોઇને વાપરવા આપતો નથી જા ભાઇ જા આ વખત કોઇનામા હૈવત નથી, નહી તો સવામણ તેલ ઉકાળી તારા રાફડામાં નાખ્યું હોય તો તારાં તો સોય વરસ પુરાં થવાનાં. વ-

જતી ચારે કળશ હાથ કરનારની તો ભવની ભાવરજતાં બીખારી મટીને શાહુકાર થાય. પોતે સારી શીખામણ આપવા આવેલો તેના બદલામાં આવાં દુર્વાક્ય સાંભળી તેનાં રૂવાડાં ક્રોધાવેશમાં ભરાઈ ગયાં અને અંતે શું બનશે તેના વીચાર નહી કરતાં કહ્યું કે પણ તારૂં મૂલ્યુ ક્યાં છેકુ છે સવારોર ઝેરકોરાલાંને વાટી તેના ભુકા-નો ફુકો કરી સુતેલા આદમીના મુખમાં રેડે તો તારા તો બરજે બરજા નીકળી જાય એટલું કહી તે ચા-લતો થયો, આ મર્મના વાકય પેલા દુખીયા આદમીના સ્ત્રીએ સાંભળ્યાં જેથી તેણે સવારના પ્રહરમાં તેજ ઉ-પાય કરી પોતાના પ્રીય પતીને દુખમાંથી છોડાવ્યો ને ચાર કળસ હાથ કરી દ્રવ્યવાન થયા, પણ પેલા બંન્યે બંધું પરસ્પર દ્વેશ કર્યો તો તેમાંથી કયો સુખ પામ્યો!

પણ જે આપણા દેશની પેઠે હોયતો તેઓ આ-જ આટલી બધી પડતી સ્થીતીમાં છે, તે ભાગ્યે. હોત. આપણા દેશમાં કોઇ નવો હુન્નર કરે, નવો ગ્રંથ કર્તા થાય અગર કંઈ સારો વણજ વેપાર કે પરોપકાર કરે અથવા ઇશ્વર ભકતી સંબંધી સારા કામમાં દ્રવ્ય વાપરે તો સામાવાળા તુરત તેને તોડી પાડવળો ઉશકેરાય અરે એનું શું કારણ? તેઓના મનમાં એમ આવે કે રખેને અમારાથી તેની મુકતી જામી જાય? અરે કેવી નામોશી. કેવા હીણા વીચાર, કેવી અણ સમજાઈ. આ દેશામાં આ

થી ફરીનેજ આપણે જેમના તેમ રહ્યા. લોકોમાં કહેવત છે કે કજીઆનું મોં કાળુ આમ જાણતાં છતાં સૌ તેને શા માટે સંગરે છે કુસંપ થવાનું મુખ્ય કારણ કુવાકય છે. "છરા તણા છેદ ઉપાય શુજે, કુવાકયનો કાપ કદી ન રૂઝે." એ કવીતા શું ખોટી છે, શસ્ત્ર વતે કપાયેલા કાપનો ઉપાય હાથ લાગવાથી મટીને શાંન્તી થાય પણ કુવાકયનો છેદ કદી પણ રૂઝાવાનો નથી અને અંતઃકરણમાં હમેશાં પોલાયા કરે કે ફલાણાએ મને આમ કહ્યું માટે તેની સાથે બોલવું ચાલવું નહી ને લાગ પડે તો (દાવ આવે) તો સૌગઠી ટીપી નાખવી પાગોયાને પણ તેની વીરૂધ્ધતામાં વરતવા સુચવે અરે એજ કુસંપ પછી તે માણસ ગમે તેવો વીદ્વાન ધનવાન કે આબરૂવાન હોય તો પણ શું? સંપ વીના તે કાંઈ કામનું નહી સર્વ શકતીમાન ઇશ્વરના દરબારમાં તે સાલસ ગણાવાનો નહીં એકય વીનાના માણસનો ઇતબાર પણ જતો રહે છે તેનાં સોબત પણ કરતું નથી લોકો તેને 'કજીઆખોર કુસંપી કહે છે સારા પ્રમાણીક માણસો આગળ તે નઠ પડે છે તેથી સંસારી સર્વ કામમાં તેને અડચણ આવે છે ને રાજ દરબારમાં કે લોટામાં કોઇ પણ ઠેકાણે તેનો પત પડતી નથી પછી પોતે પશ્ચાતાપ કરે છે આ દુનીયામાં લક્ષ્મીનો સંગ્રહ કરવાને આપ સ્વારથી માણસ ગમે 'તેટલું' પ્રાયશ્ચીત લાગે અસત્ય બોલાય. કુસંપ થાય; તો

પણ તે તરફ વધારે વલણ રાખે છે. અરે તે અજ્ઞાની પુરૂષ નહીં સમજતો હોય કે લક્ષ્મીના સંગ્રહ કરવામાં કુસંપનો ખપ નથી પણ સંપનીજ જરૂર છે. 'સંપ લક્ષ્મી સંવાદની વાતમાં શું છે! સંપને લક્ષ્મીએ અન્યો અન્ય ફાયદા બતાવી આપ્યા એટલે નીરંજનરાય છેવટ સંપ લેઈને ચાલ્યા. ત્યારે લક્ષ્મીને તેની પાછળ ધીમે ધીમે પગે ચાલીને જવાનો જરૂર પડી. જ્યાં સંપ હોય ત્યાં અવસ્ય લક્ષ્મી હોયજ.

રાવણ.દુર્યોધન,કાળયવન, કૌરવ. હીરણ્યાકસ્યપુ હરણ્યાક્ષ્ય, જરાશંઘ ઈત્યાદી કેટલાએક દેવતાઈ રાજાઓ, મુસલમાન પાદશાહો, હીંદુભુપતીઓમાંના સંપનો ત્યાગ કરવાથી કોણ સુખી થયાં તેતો બતાવો? અમારા ધારવા પ્રમાણે તો સંપ વીના કોઈ સુખી હોયજ નહીં સંપવાળા પુરૂષનેજ ધન્ય છે એની અકકલને, ડાહાપણને અને બીધાને પણ ખરેખરી સાબાસી કહેવાય અધાપી પરીયંત જે પુરૂષે સંપનો રસ્તો પકડ્યો છે તે આ સંસારમાં સુખી રહેતાં મોટી પદવીને પામ્યા જે સંપે કરીનેજ સુકીર્તીને વીશ્વમાં અચળ કરી ગયા ત્યારે હે જ્ઞાતીભાઈઓ જેમ બને તેમ સંપનો સંગ્રહ કરો કુસંપનો ત્યાગ કરો.

દેશહિતના કામમાં એક સંપથી સર્વાનુમતે થયેલા પ્રસાર કામ દેશ અતિ લાભકારી થઈ પડેછે, ગાગા

મેમ્બરો હાથોથી કોઈ ભાષણની મદદ કરે, કોઈ લખવાની મદદ કરે, અને કોઈ વાચવાની મદદ કરે અથવા કોઈ નાણાંની મદદ કરે તો પણ સઘળાં ધારેલાં કાર્ય પાર પડે છે તો જ્યારે એક સરખા કાર્યના કરનાર મળે ત્યારે ધારેલું કામ પાર પડે તેમાં શી નવાઈ! આપણી જ્ઞાતિ હાલ સમયમાં નાણાં સંબંધી બાબતમાં પણ ચડીઆતી છે ત્યારે જે કાર્ય સરૂ કરવું હોય તેમાં નાણાંની તો અગાઉથીજ જરૂર પડે છે, દરેક કામનો પાયો નાણાં છે, જો નાણાં સંબંધી ગોઠવણ સારી હોય તો તેમાં વીદ્વાન માણસની મદદ મેળવી શકાય છે. કહેવત છે કે लक्ष्मी देखी मुनिवर चळे, જો કોઈ દેશહિતાર્થે મદદ કરે તો ઠીક અને કદાપી તેમ નહિં તો નાણાંની લાલચથી તો સૌ કામ કરે છેજ એમાં નવાઈ નથી, નાણાંને માટે સૌ ટમટમી રહેલુંજ છે અને જ્યારે આપણી પાસે નાણાંની ભરતી હોય ત્યારે પછી જેવી જોઈએ તેવી મદદ મેળવી શકાય છે તે બીજા કોઈની દરકારથી નહિં પણ માત્ર નાણાંની મદદથીજ. પૈસો શું કરી શકતો નથી? સર્વ કરી શકેછે. सर्वे गुणा कांचनमाश्रयंती સર્વે ગુણો લક્ષ્મીને આશ્રયે આવીને ઉભા રહે છે. એ મુખ્ય નિયમ છે. હવે વિચાર કરો કે જ્યારે લક્ષ્મિનું આટલું બધું પ્રાધાન્ય છે વળી આપણા ધારેલા પ્રમાણે દરેક કામમાં તેની મદદ જોઈએ છીએ ત્યારે તે સંબં-

થી આપણી સ્થીતિ કેવી છે તે વિચારવું જોઇએ. હા-લમાં આ સભા પાસે એવું મોટું ભંડોળ નથી કે કંઈ જ્ઞાતિ અથવા દેશહિતનું કાર્ય કરે. અરે! હજુ તો ઉપ-યોગી માસિક પત્રો, વિકલી પત્રો અને સારાં સારાં પુ-સ્તકો ખરીદ કરી સર્વ કોઇને લાભ આપી શકે એટલું પણ ભંડોળ નથી. માત્ર સભાસદોના લવાજમથી, ઉત્સા-હ ભરેલી નાની નાની ભેટોથી અને સહેજ ગફલતીથી સભાસદોના થયેલા દંડની રકમોથી માત્ર મુઠીભર મા-સિક પત્રો અને વિકલી પત્રો ખરીદાય છે, જેનો લાભ માત્ર સભાસદોજ લઈ શકે છે. પણ એવું મોટું ભંડોળ ક્યારે થાય કે એક સારા પાયા ઉપર લાઇબ્રેરી કાઢી જ્ઞાતિજનો અને નગર નિવાસીજનો તેનો યોગ્ય રીતે લાભ લઈ શકે. જો સર્વ ગ્રહસ્થોનો ઉત્સાહ હોય તો હ-મણાંજ બને પણ તેમાં આગેવાની ધરાવનાર શેઠીઆ-ઓ ઉપર વધારે આધાર છે. જો દેશહિત તરફ લક્ષ આપી આ બાબત ઉપરથી લાંબો વિચાર કરશે તો તેમાંથી સારાસારનું પારખું તે તુરત કરી શકશે. આ ઉપરથી અને બીજાં સબળ કારણોથી એતો સિદ્ધ છે કે આ સભાને માટે એક સારા પાયા ઉપર ચાલે તેટલું નાણાંનું ભંડોળ જોઇએ- તેમાંથી યોગ્ય લાગવા પ્રમાણે તેનો ઉપયોગ કરવા એક મેનેજીંગ કમિટી સ્થાપવી અને તે તમાંમ નાણાંને માટે તેનો યોગ્ય ઉપયોગ કર-

વા એ મેનેજીંગ કમિટિને અખત્યાર છે. આ બાબ ૧ પણ સર્વ ગ્રહસ્થોએ ધ્યાનમાં લેવા યોગ્ય છે. જો તેનો બ્યાજબી વિચાર કરી ભંડોળ ઉભું થાય તો પછી તે ભંડોળમાંથી શું શું સુધારા કરવા તેની એક પછી એક દરખાસ્તો બહાર પડયા વિના રહેશે નહિં.

